॥ ૐ ॥

॥ શ્રી ॥

# अथर्व वेदनी
# वेदोक्त त्रिकाळी संध्या.

અથર્વ વેદી બ્રાહ્મણોને ભેટ આપવા માટે

પ્રકટ કરનાર,

ગુલાબરાય છગનલાલ

પોરબંદર.

અમદાવાદ

ધીકાંટે "યુનિયન પ્રિન્ટિંગ" પ્રેસમાં છાપી.

સંવત ૧૯૪૭ સને ૧૮૯૧.

ॐ

# ॥ श्री अथर्ववेद संध्या प्रयोग ॥

સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પેહેરી ડાબા ખભાપર પવિત્ર વસ્ત્ર રાખી પવિત્ર આસનપર પૂર્વાભિમુખે બેસવું. આગળ તરભાણું, પવિત્ર જળથી ભરેલું પંચપાત્ર અને આચમની રાખવાં. વિભૂતિના પાત્રમાંથી થોડી ભસ્મ લઇ ડાબા હાથનાં આંગળાંઓપર રાખી તેમાં આચમની થોડું જળ નાંખી બંને હાથવડે તેને મસળવી. ત્યાર બંને હાથો કોણીથી વાળી તેની હથેળીઓ સૂર્ય સામી ર નીચેનો મંત્ર બોલવો.

**ॐ त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्द्धनम् । उर्वारुकमिव बंधनान् मृत्योर्मुक्षीय मामृतात् ॥**

પછી તર્જની, મધ્યમા, અને અનામિકા એ ત્રણ આંગળાંવડે કપાળમાં, કંઠમાં, હૃદયમાં, બંને હાથના મૂળમાં, બંને કોણીઓના ઉપલ્યા તથા નીચલ્યા ભાગમાં, બંને કાંડાંઓપર, બંને કોણીઓના પડખાપર, નાભીપર, અને બંને પડખાંઓપર ॐनमःशिवाय એ મંત્ર બોલીને વિભૂતિ લગાડવી. પછી જમણા હાથની હથેળીમાં એક માસા-

ભાર જળ લઇ તે હાથની તર્જની અંગુઠા તરફ વાંકી વાળી રાખી, ટચલી આંગળીને જુદી પાડી તે હાથને ડાબા હાથની તર્જની આંગળી અડાડી રાખી આચમન લેવું. પછી નીચે લખેલો ગાયત્રીમંત્ર બોલી શિખા બાંધવી.

ॐ भूर्भुवःस्वः तत्सवितुर्वरेण्यम् भर्गोदेवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ॥[3]

પછી નીચેનો મંત્ર બોલી જમણી હથેળીમાં જળ લેવું. [નીચેનાં ત્રણે આચમન માટે આ મંત્રવડે જળ લેવાનું છે.]

ॐ अमृतमस्य मृतोपस्तरणमस्य मृतायत्वोपस्तृणामि ॥

પછી ॐजीवास्थजीव्यासंसर्वमायुर्जीव्यासं એ મંત્ર બોલી પેહલું, ॐउपजीवास्थोपजीव्यासंसर्वमायुर्जीव्यासं એ મંત્ર બોલી બીજું ને ॐसंजीवास्थसंजीव्यासंसर्वमायु र्जीव्यासं એ મંત્ર બોલીને ત્રિજું એમ ત્રણ આચમન લેવાં.

---

૩. ગાયત્રી મંત્રનો ભાવાર્થ આ પ્રમાણે છે:—જન્મમરણના દુ:ખના નાશ માટે ધ્યાનવડે ઉપાસના કરવા યોગ્ય છે, તેજ જેનું, એવા તે સૂર્યદેવનું અમે ધ્યાન કરીએ છીએ, જે અમારી બુદ્ધિને ધર્મ, અર્થ કામ, ને મોક્ષમાં પ્રેરણા કરેછે.

ત્યારપછી નીચે બતાવેલી વિધિ પ્રમાણે ત્રણ પ્રાણા-યામ કરવા.

જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી નાકનું ડાબું છિદ્ર દબાવી જમણા છિદ્રદ્વારા બહારના અ-મૃતમય વાયુનું નીચેના મંત્રનું એકવાર મનમાં સ્મરણ કરી અંદર આકર્ષણ કરવું. પછી અંગુઠાવડે જમણું છિદ્ર પણ રોકી દેવું. અને ડોકને નીચી નમાવી નીચેના મંત્રનું ચાર વાર મનમાં સ્મરણ કરી જવું. પછી ડોકને પૂર્વવત ઉંચી કરી ડાબા છિદ્રવાટે અંદરના પવનને કહેવામાં આવતો મંત્ર બે વખત મનમાં સ્મરણ થાય ત્યાંસુધી ધીરેધીરે બહાર કાઢવો. પુનઃ તેજ (ડાબા) છિદ્રથી કહેલી રીતે બહારના પવનને અંદર ખેંચવો; પાછો કહેલી રીતે રોકવો ને છેવટ સમજાવી ગયા તે રીતે પાછો ઉતારવો. આ એક પ્રાણા-યામ થયો.

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ जनत् ॐ वृद्धत् ॐ करत् ॐ रहत् ॐ महत् ॐ तत् ॐ शं ॐ तत्सवितुर्वरेण्यम् भर्गोदेवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ॥ ॐ आपोज्योतिरसोमृतं ब्रह्म भूर्भु-वः स्वरोम् ॥

પછી નીચે બતાવેલી રીતે સંધ્યાનો સંકલ્પ કરવો.

अत्राद्य महामांगल्यप्रद अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्त्तमान नक्षत्र योगकरण लग्न मुहूर्त्त समवाये एवं ग्रहगण विशिष्टायां पुण्यतिथौ ममोपात्तदुरित क्षयार्थंप्राःसंध्योपासन महं करिष्ये ॥

પછી સૂર્યને નમસ્કાર કરી નીચેના મંત્રો ભણીને માર્જન કરવું.

ॐ आपोहिष्टामयो भुवस्तान उर्जेदधातन । महेःरणाय चक्षसे ॥ योवः शिवतमो रसस्तस्य भाजयतेहनः उशतीरिवमातरः ॥ तस्मा अरंगमामवो यस्यक्षयाय जिन्वथ आपोजन यथाचनः ॥

ત્યારપછી નીચેના મંત્ર ભણીને અઘમર્ષણ કરવું. (જમણી હથેળીમાં જળ રાખી, ડાબી નાસિકા બંધ કરી જમણી નાસિકાદ્વારા સદરહુ જળ ઉપર રેચક કરવો. પછી જોયા વગર તે જળ ડાબી બાજુએ જોરથી ફેંકી દેવું.)

द्रुपदादिव मुमुचानः स्विनः स्नातोमलादिव । पूतं पवित्रेणे वाज्यं विश्वेशुंभंतु मैनसः ॥

પછી એક આચમન લઇને આગળ કહેલી રીતે એક પ્રાણાયામ કરી નીચેનો મંત્ર બોલી સૂર્યને બે અર્ઘ્ય આપવા.

ॐ हरिः सुपर्णोदिवमारुहोर्चिषायेत्वादिप्संति-दिव मुत्पतंतं ॥ अवतां जहिहरसा जातवेदोबि-भ्यद्रुग्रोर्चिषादिवमरोहसूर्य ॥ श्री मित्रायइदमर्घ्यं न मम ॥

પછીથી असावादित्योब्रह्म એ મંત્ર બોલીને પ્રદક્ષિ-ણા કરવી. ત્યારપછી આચમન લઈ એક પ્રાણાયામ કરી નીચેના મંત્રોવડે હાથ જોડી રાખીને સૂર્યનું ઉપસ્થાન કરવું.

ॐ अभयंनः करत्यंतरिक्षमभयंद्यावापृथिवी उभइमे । अभयं पश्चादभयं पुरस्ता दुत्तराद धराद भयंनो अस्तु ॥१॥ अभयं मित्रादभयम मित्राद-भयं ज्ञातादभयं पुरोयः । अभयंनक्तमभयं दिवानः सवा आशाममुमिचं भवतु ॥२॥

ઉપસ્થાન કરી રહ્યા પછી દશ, અઠ્ઠાવીશ, એકસો આ-ઠ, કે એક હજાર આઠ ગાયત્રીનો જપ કરવો. જપ કરમા-ળા (અનામિકાનો વચલો વેઢો, પછી તેનો પેહેલો વેઢો, પછી ટચલીનો પેહેલો બીજો ને ત્રિજો વેઢો પછી અનામિકા ને મધ્યમાના ઉપલ્યા વેઢા ને છેવટ તર્જનીનો ત્રિજો, બીજો

ન પેહેલો વેઢો મળીને કરમાળા થાયછે. મધ્યમાનો પેહેલો
ગા બીજો વેઢો સુમેરૂ ગણાયછે. ) થી કિંવા રૂદ્રાક્ષની
થી હાથને નાભી પાસે રાખી તેપર કપડું ઢાંકી કરવા-
, જપને અંતે ગુરૂ, દેવ, તથા બ્રાહ્મણને નમસ્કાર કરી પછી
નન प्रातःसंध्याख्येनकर्मणा भगवान् श्री सविता देव-
ता प्रीयतां ॥ એમ બોલી સંકલ્પ છાડવો.

## ॥ इति प्रातःसंध्या ॥

મધ્યાન્હ સંધ્યામાં જે ફેરફાર છે, તે બતાવવામાં આવેછે.

સંકલ્પમાં—मध्यान्हसंध्योपासनमहंकरिष्ये એમ કહે-
વું. નીચે લખેલા બે મંત્રોમાંનો પ્રથમ મંત્ર બોલાને એક
ને બીજો મંત્ર બોલીને બીજો એમ સૂર્યને બે અર્ધ્ય આપવા.

ॐ उदुत्यं जातवेदसं देवं वहंति केतवः । दृशे
वंश्वाय सूर्यं श्री सवित्रे इदं अर्ध्यंन मम ॥ १ ॥
...नामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ॥
...थिवी अंतरिक्षं सूर्य आत्मा जगत-
...ी सवित्रे इदं अर्ध्यंन मम ॥२॥
...નો મંત્ર બોલી કરવું.

...ोहंतो नाक मुत्तमं ॥
...न्म ज्योतिरुत्तमम् ॥

ગાયત્રી જપ હૃદય આગળ હાથ રાખી કરવો.
સિવાયનું બીજું બધું પ્રાતઃસંધ્યા પ્રમાણે કરવું.

## ॥ इति मध्यान्ह संध्या ॥

સાયં સંધ્યામાં જે ફેરફાર છે તે કહેછે.

સંકલ્પમાં—सायंसंध्योपासनमहंकारिष्ये એમ કહેવું
બે અર્ઘ્ય નીચેના મંત્ર વડે આપવા.

ॐ अयोजाला असुरा मायिनो यस्मयैः । पाशैरं किनोयेचरंति । तांस्तेरंधयामिहरसा जातवेदः सहस्त्रऋष्टिः सपत्नान्प्रमृणन्पाहिवज्रः । श्री वरुण। येदमर्घ्यं ॥

ઉપસ્થાન નીચેનો મંત્ર બોલી કરવું.

उद्वेदभिश्रुतामघं वृषभं नर्यापसं । अस्तारमे। सूर्या ॥१॥ नव योनवतिंपुरोबिभेदबाव्होज अहिंचवृत्रहावधीत् ॥२॥ सनः इंद्रः स्वाश्वावत्गोमघवन्उरु धारेवदाह

ગાયત્રીનો જપ નાસિકગ્ર પાસે હા
સાંજની સંધ્યા પશ્ચિમાભિમુખે

## ॥ इति सायं सं

॥ समाप्त